રીવિઝન કમિટીએ સુધારેલી ટકસ્ટ બુકના ધોરણ મુજબ ખાસ થર્ડઇયર શિક્ષકો પાસે તૈયાર કરાવેલી.

# ગુજરાતી

# બીજા ધોરણની નોટ.

પ્રકાશક

બુકસેલર જેકીશનદાશ ત્રીભોવનદાશ.

માલેક, જે. જે. એન્ડ કું.

ઠે૦ તાર ઓફિસ સામે—સુરત.

શાકે ૧૮૪૨ સને ૧૯૨૧ સંવત ૧૯૭૭

કી'. ૦-૭-૦

શ્રી "સુદર" પ્રિ. પ્રેસમાં વિઠલદાસ કીકાભાઇએ છાપી. ઠે. લીમડાચોક—સુરત.

# ગુજરાતી બીજા ધોરણની નોટ.

## ભાગ ૧ લો.

### પાઠ ૧ લો.

પરમેશ્વર–ઇશ્વર, જગત-કર્તા.
બધું–સઘળું, તમામ
કડીઆ–ઘર ચણનાર
વટેમાર્ગુ–રસ્તે જનાર
ઓસરી–ઘરનો આગળનો ભાગ જેની ઉપર છાપરું હોય તે
પાધર–સપાટ ખુલ્લું
ભકિત–પરમેશ્વરનું ભજન કરવું તે
ધર્મશાળા–મુસાફરને ઉતરવાની જગ્યા
[illegible]ી–જમીન
[illegible]–ટેબલ
[illegible]ારે–લાકડાં ઘડનાર
[illegible]ાન–ઘર
[illegible]ુર–કામ કરનાર
[illegible]
વાસ–સોરમ સુગંધ [માં
કામમાં–ખપમાં ઉપયોગ
[illegible]

ગગન–આકાશ
તારા–ચાંદરણાં
ઝગઝગે ચકચકે, ચળકે
ઉજાશ–અજવાળું પ્રકાશ
સરજ્યાં–બનાવ્યાં
કળાતું–સમજાતું
દયાળુ–દયાવાળા
હોશિયાર–ચાલાક
પાડ–ઉપકાર
દરરોજ–હમેશાં

### પાઠ ૨ જો.

સવાર–પ્રભાત
વર્ણન–બયાન, વીગત
ગવૈયા–ગાનારા
મધુર–મીઠું
પખેરૂં–પક્ષીઓ
ભ્રમર–ભમરો [રમ ગુરૂ
મુલ્લાં–મુસલમાનનો ધ-
તુલ–છોડપરના દાણા
વાવેતર
અંધકાર–અંધારૂં
મુજ–મારા [ફગ
બાળ–બાળક, નાના છો-

વન–જંગલ
વાણું વાયું–સવાર થઇ
વીતી–પૂરી થઇ [જાસ
ઝગઝગાટ–ચળકાટ, ઉ-
દીસે–દેખાય [જાતના
ભાતભાત–જુદી જુદી
ડેલે–હાલે
ફુટડા–રૂપાળા
તેજ–અજવાળું, પ્રકાશ
ફીકું–ઝાંખું [ળી જગો
ખુણા ખાંચા–ઓથાવા-
ખોળે–શોધે
જનો માણસો
ધ્યાન ધરી–આંખો મીંચી પરમેશ્વરને જુએ
ગાન–ગાયન
દાતા–ગરીબોને આપનાર માણસ
દાન–ગરીબોને અનાજ પૈસા વિગેરે આપવું તે
બાંગ બોલે–મોટે સાદે [illegible]નું નામ લે
ઉદય થયો–ઉગ્યો

| | | |
|---|---|---|
| ગૂગૂં—ગણગણાટ | ઉમંગી—હોંશીલા | મગન—ખુશી |
| પત્ર—પાંદડાં | ધાય—ફરે, દોડે | ધ્યાન—ચિત્ત, મન |
| ખોલે—ઉઘાડે | વીરા—ભાઈ, બંધુ | માત—મા, માતા |

## કવિતાની સમજુતી.

(૧)

**અન્વય**—રાત વીતી, વા'ણું વાયું અને પૂર્વે ઝગઝગાટ થયો (તેથી) ભાત ભાત રંગ દીસે, (છે અને) ઝાડ પાન ડોલે (માટે) મારા વા'લા બાળ (તુ) જાગ, પંખી વન બોલે

**અર્થ**—રાત પૂરી થઇને સવાર થઇ, પૂર્વ દિશાળાં ચળકાટ થયો અને ત્યાં જુદી જુદી જાતના રંગ દેખાય છે, અને ઝાડો અને પાંદડાં ડોલે છે માટે હે મારા વહાલા બાળક તું જાગ, જો જંગલમાં પક્ષી બોલેછે

(૨)

**અન્વય**—કુકડા કૂકરે કૂક, (અને) કાગડા કા કા કરે. ફુટડા મેના પોપટ (ને) મોર મધુર બોલે છે

**અર્થ**—કુકડા કૂકરે કૂક અને કાગડા કાકા કરે છે અને રૂપાળા મેના, પોપટ અને મોર મીઠા બોલ બોલે છે માટે હે મારા વહાલા૦

(૩)

**અન્વય**—ચંદ્ર તેજ ફીકું પડયું તારા તેજ ઉડી ગયું (ને) ચોર મોઢું કાળું થયું (કે તે) ખુણા ખાંચા ખોળે.

**અર્થ**—ચંદ્રમાનું અજવાળું ઝાંખું થયું, તારાનો ચળકાટ દેખાતો બંધ થઇ ગયો, ચોર લોકોના મોં (અજવાળું થવાથી રખેને પકડાઇ જઇશું એ બીકથી) વીલાં પડી ગયાં અને ખૂણે ખાંચે ઓથાવાળી સંતાવાની જગા શોધવા લાગ્યા માટે હે મારા વહાલા૦

(૪)

**અન્વય**—ભકત જનો ધ્યાન ધરે, ગવૈયાઓ ગાન કરે, દાતા રૂડું દાન દીએ (અને) મુલ્લાં બાંગ બોલે

અર્થ—પ્રભુ ભક્ત માણસો પ્રભુમાં ચિત્ત લગાડે, ગાનારા ગાય, પરોપકારી માણસ દાન આપે અને મુસલમાનોનાં ધર્મગુરૂ મસીદ ઉપર ચઢી મોટે સાદે અલ્લાનું નામ પોકારે છે માટે હે મારા વહાલા૦

( ૫ )

અન્વય—સુરજ તણો ઉદય થયો (તેથી) રાતનો અંધકાર ગયો, ભ્રમર ગુંગું કરે (અને) કમળ પત્ર ખેલે

અર્થ—સુરજ ઉગ્યો તેથી કરી રાતનું અંધારૂં જતું રહ્યું અને ભમરાઓ ગુંગું અવાજ કરવા લાગ્યા, અને કમળોએ પોતાનાં પાંદડાં બીડેલાં હતાં તે ઉઘાડયાં માટે હે મારા વહાલા૦

( ૬ )

અન્વય—તડકો જેમ વધતો જાય, (તેમ) માણસો ઉમંગી થાય આકાશે પંખેરૂ ધાય (અને) ઢોર ચારો ખોળે

અર્થ—જેમ જેમ સુરજનું અજવાળું વધારે વધારે પડતું જાય તેમ તેમ માણસો હોંશીલા થાય ગગનમાં પક્ષીઓ ઉડા ઉડ કરે અને ઢોરો (પશુઓ) ચારો શોધવા લાગ્યા માટે હે મારા વહાલ૦

( ૭ )

અન્વય—ઝાડ, વેલી, ફળ ને ફુલ (એ) ધીમે ખીલે (એમાં) નહિ ભૂલ, (મળી) ખાવા જાય તાજાં તૂલ પક્ષી બહુ ટોળે

અર્થ—ઝાડ, વેલા, ફળ ને ફુલ. બધાં ભુલ વગર ધીમે ધીમે ફુલે, વધે અને બધાં પક્ષી એકઠાં થઇ વાવેતરમાં તાજું ખાવાનું ખાવા જાય, માટે હે મારા વહાલા૦

( ૮ )

અન્વય—(હે) ઉઠ વીરા મગન થઇ પ્રભુ કેરૂં નામ લઇ, (અને) વાંચ પાઠ ધ્યાન દઈ, એમ માત બોલે

અર્થ—હે ભાઇ! તું હસતો રમતો પરમેશ્વરનું નામ દેતો દેતો ઉઠ, અને તારો પાઠ મન દઇને વાંચ એવી રીતે મા કહે છે હે મારા વહાલા૦

## પાઠ ૩ જો

ઋતુ—મોસમ
મહીના—માસ
ઉતરાણ—મકર સંક્રાંતનો તહેવાર
તિથિ—મહિનાના દરેક દિવસને તિથિ કહે છે
પર્વ—તેહેવાર [તિ દિવસ
પુનમ—પૂરેપૂરો ચાંદો ઉગે
શ્રાવણ—ચોમાસાનો બીજો મહિનો અને વરસનો દશમો
કારતકી—કારતક મહીનાથી શરૂ થતાં
પખવાડીઆં—મહીનાના બે ભાગ
વસ્ત્ર—લુગડાં
કાલે—આવતે દહાડે
કેમ—શા માટે
ટાઢ—ઠંડી
પતંગ—કનકવા
ઉડાડે—ચગાવે [સમની
શિયાળાની—ટાઢના મોસમ
રત—મોસમ
ગરમ—હુંફાળા
હોળી—હુતાશની, ફાગણ મહિનાના પુનમને દિવસે લાકડાં ગોઠવી સળગાવવાનો તેહેવાર
ઉનાળામાં—ગરમીની મોસમમાં
અમાસ—મહીનાનો છેલ્લો દિવસ
પડવાથી—પહેલી તિથિથી
લેખે—હિસાબે
પંખા—વીંજણાં
બળેવ—જનોઇ પહેરવાનો દિવસ [દિવસ
દસેરા—શમીવૃક્ષ પુજવાનો
દિવાળી—વરસનો છેલ્લો દિવસ

## પાઠ ૪ થો.

મેળો—મેદની
વિખુટા—જુદા
બહેક બહેક—સરી વાસ આવવી તે
મદારીઓ—તમાસગીર
સુખડીઆ—કંદોઈ, મીઠાઈ બનાવનાર [નાર
સરૈયા—સુગંધી વસ્તુ વેચ-
દ્રાક્ષ—એક જાતનો મેવો
ગોકળ આઠમ—કૃષ્ણનો જન્મ દિવસ
કડકડતાં અવાજ કરતાં
કપડાં—લુગડાં
ભાઇબંધ—દોસ્તદાર
બજારમાં—ચોટામાં
ભારે—ઘણીજ
ઠઠ—જમાવ મેદની
હારબંધ—એક પછી એક
છેડેથી—બાજુથી
કંસારા—ધાતુના વાસણ બનાવનારની
હાટ—દુકાનો
મિઠાઇ—સુખડી, મિઠાસવાળો ખોરાક
ખડકેલી—સીંચેલી
ખરાદી—લાકડાના રમકડાં ઉતારનાર
પલંગ—ઢોલીઓ
કોચ—બે બાજુ તકીયાવાળો પલંગ
પુષ્કળ—વધારે. [નાર
કાપડીઆ—લુગડાં વેચ-
દીઠી—જોઈ [જાતનું
ભાતભાતનું—જુદીજુદી
અંજીર—એક જાતનો મેવો
નારંગી—એક જાતનું લીંબુ જેવું ફળ
સંતરા—એક જાતનો લીંબુના ફ ને મળતો મેવો
ચોગાન—ખુલ્લી જગા
ખેલ—રમત
સિપાઇઓ—ચોકીદારો
સવારો—ઘોડા ઉપર બેસી ફરનારા ચોકીદારો

કૈડી–ચકરડી.
હરખ–આનંદ.
માય–સમાય.

## પાઠ ૫ મો.

સોબત–સંગત.
શીખી–શીસીઆરી.
દોસ્ત–ભાઇબંધ
લોહી લોહાણુ–ઘણુલોહીવાળું, ઘવાયલું
ભાગ્યશાળી–નશીબદાર
ઠીકરૂં–માટીના ફુટેલા વાસણનો કટકો
કુકડ–કાંકડો
નિશાન–એંધાણ
સજ્જડ–મજબૂત
પ્રેમ–હેત, પ્યાર
પટેલ–ગામનો ઉપરી
પાસે–નજીક
મઝા–ગમ્મત, આનંદ
પારકાં–બીજાનાં
સમજાવીને–પટાવીને, ફોસલાવીને
ઝાંપો–કાંટાનું બારણું, લાકડાનો દરવાજો
અંદર–માંહે
આઘો–દૂર, છેટે
ખાસાં મજાનાં
તાકીને–ધારીને
ઘાટ–ઉપાય, રસ્તો
રાસ–દોરડું
જોરથી–બળવડે
પછવાડેથી–પાછળથી
રખેવાળ–સાચવનાર
ઝપાટો–સપાટો
રાતોરાતો–રડતો રડતો
નાસતો–દોડતો
અથડાયું–પછડાયું
ચકરી–તમર
છુંદાઇ–કચરાઇ
લપડાકો–તમાચા, ધોલો
ચોરની–છાનું માનું લઇ જનારની
તુંએ–તું પણ
ચોઢી કાઢી–મારી
અસર–લાગણી, ફળ
સંગ–સંગત, સોબત
રંગ–પાસ, અસર
પેસે–આવે
ઠામ–ઠેકાણું
ઠરશે–શોભશે
રૂડો–સારો
બુરો–ખરાબ
વિદ્યા–ભણતર

## કવિતાની સમજુતી.

(૧)

અન્વય—જેને જેવો સંગ (તેને) તેવો રંગ બહુ બેસે, જેને જેવો સંગ (તેને) પ્રેમ પણ તેવો પેસે.

અર્થ—જેને જેવી સંગત તેને તેવીજ અસર થાય, જેને જેવી સંગત તેવુંજ હેત ત્યાં વધે.

(૨)

અન્વય—જેને જેવો સંગ તે તેવાં કામ કરશે, જેને જેવો સંગ (તે) તેવે ઠામ જઇ ઠરશે.

**અર્થ**—જેને જેવી સંગત તેવાંજ કામ તે કરશે, અને જેને જેવી સંગત તેવેજ ઠેકાણે જઇને તે ઉભો રહેશે.

( ૩ )

**અન્વય**—રૂડે સંગે રૂડો થશે (અને) બુરે સંગે બુરો બને, સારા મહેતાના સંગથી ભાગ્યશાળી (હોય તે) વિદ્યા ભણે.

**અર્થ**—સારી સંગત હશે તો તે સારો બનશે, ને નઠારી સંગત હશે, તો નઠારો બનશે, પણ સારા મહેતાજીની સંગતથી નશીબવાળો હોય તે વિદ્યા ભણે. (ભણીને નશીબવાળો થાય).

---

**પાઠ ૬ ઠો.**

અરડેલ—રઝળાઉ, રખડતો
ફોઇ પગલું—ફોઇએ આપેલું સોનાનું ગોળ ધરેણું
મસ્તી—તોફાન
અદખદતો—ઉનો, ઉનો
વધાઇ—વધામણી
અટકચાળાં—અડપલાં
હાડવૈદ—ભાંગેલાં હાડકાં સમાં કરનારા ડાકટર
ઓવારણાં—વહાલાંને મળવાની બૈરાની રીત
ઓસડવેસડ—દવાદારૂ
આનંદ—હરખ
પાર—છેડો. [રેલો
લાડકવાયો—લાડમાં ઉછ
ભેટ—સોગાત
કુટેવ—નઠારી ટેવો
પોળ—ખડકી
ઇલાજ—ઉપાય
વંઠી—બહેકી, છકી
શેરી—ફળીઉં
ચોટામાં—બજારમાં
રઝળતો—રખડતો
તંમર—આંખે અંધારાં આવવાં
ભેકડો—રાગડો
તાણતો—કાઢતો
ઓળખીતો—જાણીતો
વલે—હાલ
ખો—ટેવ, આદત [વાત
શિખામણ—ફાયદાની

**પાઠ ૭ મો.**

જકી—હઠીલું. [પ્રાણી
શિકારી—મારી ખાનાર
સાચવણ—સંભાળ
ઊંચી—વસુકી, ઉડી
અભાગીઉં—કમનશીબ
વિઆય—બચ્ચાં જણે
રબારી—બકરાં ઘેટાં ચરવનાર
લવારાં—બકરાંનાં બચ્ચાં
ગાડરાં—ઘેટાંનાં બચ્ચાં
નીરતો—નાખતો
ખાંધે—ખભે
ઝોક—બકરાં ઘેટાંને રાખવાની જગા
છાંયે—શીળે
વાંસળી—મોરલી
પાવો—પીશવો
હૂંફ—ગરમી
સુખે—નિરાંતે
ભાગે—હિસ્સે
જાળવતો—સંભાળતો

તકરાર—કજીઓ, ટંટા
ચાકરી—બરદાસ
અજાણ્યું—ઓળખાણ વગરનું [નંદમાં
મોજમાં—મજામાં, આ-

## પાઠ ૮ મો.

ગોંધનો—પૂરતો
સપડાઇ—પકડાઈ [માં
બંદીખાનામાં-કેદખાના-
કમોતે—વગર મોતે
કાતર—ગુફા
ચાંદની—અજવાળી રાત
ચેન—મજા, સુખ
પાધર—ખુલ્લી જગા
ખેલવું- રમવું
ડરેલ—સમજવાળી
નાદાન— અક્કલ વગરનું
ભલો—સારો
જરૂ—દઠ [નાસી ગયું
સટકી ગયું—છાનામાંના
ટેકવા—કુદવા
પાદર—ગામના ઝાંપા બહારની જગા
તરાપ—ફાળ
બોડ—જમીનમાં ખાડો

કરી રહેવાને બનાવેલી જગા (પશુઓની)

## પાઠ ૯ મો.

રિસાળ—રીસ કરનાર
ભાઇ ભાંડુ—ભાઇ બેન વગેરે સગાં
ઢોંગ—ફેલ [થયો
પસ્તાયો—જીવને બળાપો
વેદના—પીડા, દુઃખ
આડોશી પાડોશી—પાસેના ઘરના રહેનારા
મુદ્દલ—મલકુલ [થો
પાટલુન—બટનવાળો લેં-
સહેજ સહેજમાં—અમસ્તો અમસ્તો
છેડો—પાર
બને નહિ—ફાવે નહિ
જમણ—જમવાનું
પચવામાં—હજમ થવામાં
ઉંદો—શીક, આજારી
ઓછું—થોડું
ગમ્યું—પસંદ પડયું
ચીસ—બૂમ
ટેવ—આદત
ભાગરવી—ખમવી, વેઠવી

## પાઠ ૧૦ મો.

તાંતણે—તારે
નિર્ધાર—નક્કી
યત્ન—મેહનત
અનંત—ઘણોજ
બીડાયો—બાઝયો, વળગ્યો
કરતા—બનાવતાં
જાળ—કરોળીઆને રહેવાનું ઘર [જાય
ગભરાય—અકળાય, મું-
ઝણ—વિના, વગર
શરૂ કરી—ચાલુ કરી
હેઠે—નીચે
ફાવ્યો—પાર પડયો
કો—કોઇ
ધા[illegible]—લાજ,ઉપાય દાવ
મંડયો રહ્યો-વળગ્યો રહ્યો
હિંમત—ધીરજ
હોંશથી—ઉલટથી
ધીરજ—સબુરી
ખંતથી—ફીકરથી
ચગદાઇ—ચરાઈ
વણમોતે—વગર મોતે
આળસ—સુસ્તાઈ
તજી—છોડી દઇ
લાભ—ફાયદો

## કવિતાની સમજુતી. (૧)

**અન્વય**—કરોળીઓ જાળ કરતાં, ભોંય પડી ગભરાય, (પણ) વણ તૂટેલે તાંતણે, ઉપર ચઢવા જાય

અર્થ—કરોળીઓ પોતાની જાળ બનાવતાં નીચે પડી ગયો ને ગભરાવા લાગ્યો, પણ જે તુટયા વગરનો તાર હતો તેવડે ઉપર ચડવા જતો હતો.

(૨)

અન્વય—તેણે ઉપર ચઢવા માટે મહેનત શરૂ કરી, પણ પછો હેઠે પડયો (ને) કો ધાટ ફાવ્યો નહિ

અર્થ—તેણે જાળ ઉપર ચઢવા સારૂ મહેનત ચાલુ કરી, પણ તાર હેઠળ પડયો ને કોઇ ઇલાજમાં ફાવ્યો નહિ.

(૩)

અન્વય—એ રીતે ફરી ફરી બે ત્રણ વાર મંડયો રહ્યો, પણ તેમાં નહિ ફાવતાં (પણ) ફરી તૈયાર થયો.

અર્થ—એમ ફરી ફરી બે ત્રણ વાર ચઢયો ને પડયો તો પણ તે મંડયો રહ્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ તોપણ ફરીથી ચડવાને તૈયાર થયો.

(૪)

અન્વય—હોંસથી હીંમત રાખી છઠ્ઠી વાર બીડયો, (તો) તે ધીરજથી નીર્ધાર જાળે જઇ પહોંચ્યો.

અર્થ—તે કરોળીઓ ઉમંગ ધરી, હીંમત રાખી, છઠ્ઠી વાર ચઢવા બાઝયો, એવી તેની હીંમતથી તે નક્કી પોતાની જાળે જઇ પહોંચ્યો.

(૫)

અન્વય—ફરી ફરીને ખંતથી (જો) યત્ન કર્યો નહિ હોત, (તો) પગતળે ચગદાઇને વણ મોત મરી જાત.

અર્થ—એણે ફરી ફરી ઉલટથી જો મહેનત કરી હોત નહિ તો, લોકોના પગતળે ચગદાઇને વગર મોતે મરી જાત.

(૬)

અન્વય—એ રીતે જો માણસો, મનમાં ખંત રાખી, આળસ તજી, મહેનત કરે (તો) અનંત લાભ પામે.

અર્થ—એ પ્રમાણે જે માણસો મનમાં હોંશ રાખી, આળસ છોડી દઇને, ફરી ફરી મહેનત કરે તો તેને ઘણોજ ફાયદો મળે.

---

## પાઠ ૧૧ મો.

ચકભિલ્લુ—એક જાતની રમત
કચ્છ—કાછડા, કછોટા
ભૂલથાપ—છેતરવું, ચૂક થવી
ચક્કર—ગોળાવા
રપોટપ—ઝટ ઝટ
પેંતરા—પગલાં
બહાદુરી—હોંશિઆરી
રમત—ગમત
વેળ—વખત
હારો—લંઇનો
ગઢ—કિલ્લો
ભિલ્લુ—સોબતી, ભિરૂ
ઠાકોર—ગરાશીઓ
સરદાર—લશ્કરનો ઉપરી
સાથ—ટોળાં
આસપાસ—આજુ બાજુ
શરૂ કરી—ચાલુ કરી
અંતરે—છેટે
વચ્ચે—મધ્યે
ઘૂમી—ઝઝુમી
સાથી—સોબતી
ગમ—તરફ, બાજુ
મેર—તરફ, બાજુ
દાવ—ખેલ, રમત

## પાઠ ૧૨ મો.

દઢ—મજબૂત
છુટ્ટી—રજા
મિત્ર—ભાઇબંધ
ગેડીદડા—લાકડીને દડાની દેશી રમત
લાચાર—નાઇલાજ
ભાઈબંધ દોસ્ત
છોડાય—મૂકાય
ડગલું—પગલું
રંગ—મઝા
જામ્યો—ખીલ્યો
મઝા—ગમ્મત
વચન—કોલ, કબુલાત
ખાતરી—ભરોસો
સુનું—એકલું
યાદ આવે—સાંભરે
ક્યાંએ—કોઇ ઠેકાણે
પીડા—પંચાત
મરજી—ઇચ્છા
ડગવા—ફરવા, ચળવા

## પાઠ ૧૩ મો.

કુટુંબ—સગા, સહોદર
માલમત્તા—પુંજી, સરસામાન
સોહામણી—શોભીતી
અર્ધું—અરધનું
સ્વાદે—લહેજતે
ભપકાદાર—ઠાઠવાળા
મુલક—દેશ
ગણગણતી—અવાજ કરતી
મીઠું મીઠું—ગળ્યું ગળ્યું
છંછેડે—છેડે, અડકે
ડંખીએ—ચટકો ભરીએ
ચાહે—હેત કરે
પીઠ—વાંસો
ચકચકે—ઝગઝગે
ઘાટ—આકાર
સુંદર—સારો
રૂટડા—રૂપાળા
કામના—ખપના
ઉલટા—સામા
કોરી—કાણાંપાડી
બગાડો—ખરાબ કરો
દુભાવોછો—દુઃખ થાય એમ કરો
નુકશાન—બગાડ
વલે—હાલ
નડીએ—હરકત કરીએ
ભલુ—સારૂં

બુરૂં—નઠારૂં
ડાળા—શાખા
ઉપયોગમાં—ખપમાં

## પાઠ ૧૪ મો.

પુતળાં—રમકડાં
મોજમઝા—રમત ગમત
સાજું—ભાંગ્યા વિનાનું
ઉલટભેર—ઉમંગથી
અંગેઠી—તાપણી
મોસાળ—માનું પિયર
મોળાઇ ભાઇ—મામાનો દિકરો
સરખા—બરાબર
ગમે તેમ ફાવે તે રીતે
હરખાયો—ખુશી થયો
તલપી તૈયાર થઇ
ઠેસ—ઠોકર
વાગવાથી—લાગવાથી
કકડ—ટુકડા
પોતલી—પોતડી
ભાંગેલું—તુટેલું
ફુટી—ભાગી
હોંસભેર—હરખભેર
વાંક—ગુનો
વિચાર—મનસુબો
સમજ—અક્કલ બુદ્ધિ
નકામી—ફોકટ
ઉતાવળ—ઝડપ

## પાઠ ૧૫ મો.

ઢીંગલી—ચીંથરાની પુતળી
સહીઅરો—બેનપણીઓ
સંતાપ—દુઃખ
કલેશ—કજીઓ, કંકાસ
ચીથરાં—જુનાં ફાટેલા લુગડાં
વિવાહ—લગન
નિંદે—બદબોઇ કરે
ખેંચતાણ—તાણાતાણી
કટ્ટા—વેર, શત્રુ ।
બળવંતા—જોરાવર
તખતો—આરસો
સરી પડ્યો—લપસી પડ્યો
બરડ—ઝટ ભાગે તેવો
પછાડીએ—અફાળીએ
કાયર—હેરાન
પજવે—દુઃખદે, હેરાનકરે
આઘો—દૂર
વેળાસર—વખતસર
શણગારવી—કપડા પહેરાવવાં
સરસ—સારૂં
દીઠું—જોયું
હળીમળીને—સંપીને, હેતથી
હેત—પ્યાર
સુખચેન—મજા, આનંદ
શોક—દીલગીરી
લાજ—આબરૂ
ઘટે—ઓછી થાય
સદા—હમેશાં
લેશ—જરા

## કવિતાની સમજુતી. (૧)

**અન્વય**—હે બેન ? આપણે બંને જણ મળી, સંપી રમીએ તો સુખચેન (થાય) લડે રડે તો સઘળો શોક (થાય), લાજ ઘટે ને લોક નિંદે.

**અર્થ**—હે બેન ? આપણે બંને જણ ભાઇબેન મળી, સંપીને રમીએ તો સુખચેન થાય, પણ જો લઢીએ વઢીએ તો ઘણી દીલગીરી થાય, આબરૂ ઓછી થાય, અને લોક બદબોઈ કરે.

## ( ૨ )

**અન્વય**—(હે) બળવંતા પરમેશ્વર બાપ, અમને તું સદા સંપ આપ, જેથી (અમારા) દા'ડ સુખમાં જાય,(અને) કદીએ લેશ (પણ) ક્લેશ ન થાય.

**અર્થ**—હે જોરાવર બાપ ઇશ્વર ! તું અમને હમેશાં સંપ આપ, જેથી કરીને અમારા દિવસો સુખમાં જાય, અને કોઇ દિવસ જરાપણ કંકાસ થાય નહિં.

## ( ૩ )

**અન્વય**—બાળક હળતાં મળતા હોય, કદીએ લડે રડે નહિ કોય (અને) રમે જમે ને ગીતો ગાય, (તો) માતા મનમાં રાજી થાય.

**અર્થ**—છોકરાં હળી મળીને રહેતાં હોય, ને કોઇને કદી લઢેવઢે નહિ, અને તેઓ સાથે રમી જમીને ગીતો ગાય તો મા મનમાં ઘણી ખુશી થાય.

## પાઠ ૧૬ મો.

બાળ—બાળક
શ્રીરામ—દશરથનો દીકરો, ઘણા શક્તિવાળા માણસનું નામ
કૌશલ્યા—રામની મા
પ્રધાન—મુખ્ય કારભારી
દર્પણ—આરસી
ઇચ્છા—મરજી
તરેહતરેહનાં—જાત જાતનાં
ફાંફાં—વલખાં
ગણકાર્યું—ધ્યાન દીધું
ડસકાં—ડચકાં
રોણ—રડવું
જારી—ચાલુ
ખીજવાયા—ચીડવાયા
ગોદમાં—પાસામાં
મધુર—મીઠું
ધીરા—શાંત
મહારાજા—મોટા રાજા
દશરથ—અયોધ્યાના રાજા, રામના બાપ
છાના—ચૂપ

## પાઠ ૧૭ મો.

બ્રાહ્મણ—વિપ્ર
ગુસ્સો—રીસ, કોપ
ભાગી તૂટી—જકડી તેવી બરાબર નહિ સમજાય તેવી
વિદ્યાર્થી—નિશાળે ભણતો છોકરો
મૂર્ખ—ડોઠ
પુત્ર—છોકરો
જોડું—ખાઇડી બાયડી, બેજણ
પરવારી—નવરી થઇ
ભક્તિ—ભજન
કથા—પ્રભુ મહિમાની વાત
ગુજરાન—પોષણ
ઓછું આવતું—દુઃખલાગતું

| | | |
|---|---|---|
| વેળાએ વેળાએ—વારે ઘડીએ | નોળીઓ—એક જાતનું જાનવર | બચાવનાર—ઉગારનાર |
| આધાર—આશરો, ભરોસો | તરફડતું—ફડફડતું | વળે—ફરે |
| આંગણામાં—બારણામાં | મહેર—કૃપા | પસ્તાઈ—મનમાં બળ પો કરી |
| | અભાગણી—કમનશીબ | જાન—જીવ |

## કવિતાની સમજુતી.

જે માણસ વિચાર કર્યા વગર ઉતાવળથી કામ કરે છે, તે પછવાડેથી મનમાં બળાપો કરે છે, એવાં વિચાર કર્યા વગરનાં કામ કરવાથી સારા સારાના જીવ જતા રહે છે. (મરી જાય છે)

---

### પાઠ ૧૮ મો.

હોશિઆર—ચાલાક
હુંફાળું-ગરમી આપેએવું
ગાર્ડ-દેખરેખ રાખનાર
પંપાળી—હાથ ફેરવી (શરીરે)
ખબરદાર—બહાદુર
સરનામું—ઠેકાણું, પતો
કેળવ્યો—શીખવ્યો
સ્ટેશન—આગગાડીને ઉભા રહેવાનું ઠેકાણું
છાપખાનાવાળા-વર્તમાનપત્ર કાઢનાર
સિસોટી—પીસવો
મિનિટ—કલાકનો સાઠમો ભાગ
સંદેશો—ખબર
ખોડંગતો—લંગડાતો
માયાળુ—હેતવાળો
પાળ્યો—ઉછેર્યો
દીપડો—નાનો વાઘ
છાપું—વર્તમાનપત્ર
શાબશી—ધન્યવાદ બાહાદુરી
ગોઠવણ—બંદોબસ્ત
ફેંકજો—નાખજો
નીમેલે—નક્કી કરેલે
અવાજ—સાદ
ડરેલો—બીનો. [જોરથી
ઝપાટાબંધ—જેસ ભેર

### પાઠ ૧૯ મો.

ભલો—સારો
હીંચકા—ઝુલા
ઢીમણું—ઢેકો
રીતસર—બરાબર, સારી રીતે
વેગળા—દુર
તોફાની—મસ્તીખોર
છાતીવાળો—હીંમતવાન
દોરડું—રસી
ઠરાવ—ધારો
હિંચોળે—ઝુલાવે
વારો—વખત
ગરીબ—કંગાલ
ઉલટું—સામું
દયા—રહેમ
હડસેલી—ધકેલી
બકડી-વળગાડી
પેઠભરી—સારી પેઠે
પાડ—ઉપકાર

### પાઠ ૨૦ મો.

પાદશાહ-મુસલમાનરાજા

સુબો—સરદાર
સમજુતી—શિખામણ
ફરજંદ—છોકરાં છૈયા
ગુનો—વાંક
તહેનાત—પાસે, હજુરમાં
ઓધ્ધો—અખતિયાર, પદવી, નોકરીની જગા
નીમણુક—ગોઠવણ
છોકરવાદી—બાળબુદ્ધિ
ચીતરામણ—ચિત્ર
રૈયત—પ્રજા
ખંત—હોંશ
દરબાર—રાજસભા
દેખાવડો—રૂપાળો
હુકમ—ફરમાન
ખાસ—ખાનગી
ફરમાવશો—કહેશો
મોંએ ચઢેલો—બોલવાની છુટ લેનારો
અરજ—વિનંતી
અલ્લા—ઇશ્વર
ખેલતો—રમતો
દીલમાં—મનમાં
બદલાઇ—ફેરવાઈ
દીલગીરી—શોક, ઉદાસી
કઠણ—સખત, દયાવગરનો
હૈયાનો—મનનો
રદ—બાતલ, કાઢી નાંખવું

## પાઠ ૨૧ મો.

ઢેકા—ટેકરા
ઢળીઆ—ખાડા
ઘોરી—મોટા
કોહલાં—શીઆળ
ખોખારો—અવાજ
ભોંય—જમીન
ગભરાયો—અકળાયો
તરસ—સોસ
ખરે—સાચે
દુવા—આશિષ
ચલાતું—હીંડાતું
ખભે—ખાંધે
લાભ—ફાયદો

## પાઠ ૨૨ મો.

પડછાયો—ઓળો, છાંયો
ભાગોળ—દરવાજો
કિનારે—કાંઠે, આરે
દાનત—નિયત
થોભીશ—ઉભો રહીશ
ભાગ—હિસ્સો
પાર—બાજુ
દોડતો—નાસતો
કુદકો—ઠેકડો લિવો
થાક ખાવો—વિસામો
અદેખો—દેખી ન ખમાય એવો
લોભી—લાલચુ
તળીએ—નીચે
ખોળ—શોધ
ગુમાવ્યું—ખોયું
તાકે—ઇચ્છે, મરજી કરે

## પાઠ ૨૩ મો.

ઠગ—ધુતારો
ખરીદ—વેચાતું લેવું તે
દરકાર—કાળજી, તમા
જનોઇ—ઉપવીત, બ્રાહ્મણ સુતરના ત્રણ તારનું પહેરે છે તે
હડખાએલા—કરડવા પર ચઢેલા
સંદેહ—વહેમ
ઠાવકું—ઠેકાણે
અભડાયો—અડકાયો, અપવિત્ર થયો
વાટમાં—રસ્તામાં
પડાવી—લઇ
અચરજ—નવાઇ
ગણકારતાં—લેખવતાં
બદલે—સાટે
રખે—કદાપી, કોણ જાણે
લાગે—વળગે, થાય
ધારી—જાણી
શિકારી—પારધી
બચકું—ડાચું
ખામી—ખોડ

ઉચક્યાથી–ઉપાડ્યાથી
ખુલ્લું–ઉઘાડું
ભરેસો–વિશ્વાસ

### પાઠ ૨૪ મો

ગોળમટોળ–પૂરો ગોળ
ચટાપટા–રંગીત લીટા
છાનોમાનો–ચૂપચૂપ
લડતો–વઢતો
પૂછીને–કહીને
ચળકતો–ઝગઝગાટકરતો
બગાડ્યું–ખરાબ કર્યું
છીનવી–ખુંચાવી
ચોર–છુપી રીતે બીજાની વસ્તુ લઇ જનાર
બીજાનું–પારકું
રાજા–દેશનો ધણી

સજા–શિક્ષા
શિખામણ—ફાયદાની વાત
ભૂલીશ–વિસરીશ

### પાઠ ૨૫ મો.

ડર્યો–બીન્યે, બીધો
સમાતાં અંદર પેશી જતાં
નિહાળ્યું–જોયું
સંપત–પૈસા
ઝૂલતા–હીંચતા
પિતાની–બાપની
કુહાડી–લાકડા ચીરવાનું હથીયાર
ભાયડો–મેટો માણસ
બહાદુર જોરાવર
શાણો–ડાહ્યો

ઘાવ–ફટકો
ભાળે–જુએ
ઝાંપે–દરવાજે
નીર–પાણી
તાંહી–ત્યાં
દીલે–મનમાં
ચીસ બુમ
સુણી–સાંભળી
ભલાં–સારાંગુણવાળાં
દેવી માતા–દેવની સ્ત્રી શક્તિ
વદે–બોલે
માથું હલાવી–ડોકું ધુણાવી
મેહેર–દયા
જગનાથ–પરમેશ્વર

## કવિતાની સમજુતી

### ૧

**અન્વય**—નાનો બાળક પિતાની કુહાડી લઇ, બહાદુર (ને) શાણો હોય (એવો)ભાયડો બન્યો; કંઇ ચીજ ભાળે (તે પર) ઘાવ કરે,(ને) કાપે (એમ) ખેલતો ગામ ઝાંપે તળાવે ગયો

**અર્થ**—નાનો છોકરો બાપની કુહાડી લઇ, જોરાવર અને ડાહ્યો પુરૂષ હોય તેવો બન્યો, તે કંઇ વસ્તુ જુએ તેની પર ફટકા મારે, ને કાપે, એમ રમતો રમતો ગામને પાદરે તળાવ ઉપર ગયો

### ૨

**અન્વય**—તાંહી માછલે જરા નીર હલાવ્યું (તેથી) બાળકે પાણી માંહી કંઇ નિહાળ્યું, (તેથી) બાળ દીલે ડર્યો (અને) કુહાડી તો પડી તે ઘડી ત્યાં બહુ ચીસ પાડી રડ્યો

અર્થ—ત્યાં માછલાંએ કુદીને જરા પાણી હલાવ્યું તેથી તે છોકરાએ તળાવમાં પાણીમાં જોયું; તે જોતાંજ તે છોકરો મનમાં બીધો તેથી હાથમાંના કુહાડી પાણીમાં પડી ગઈ, તે વખતે બહુ બુમ પાડીને રડી પડયો

૩

અન્વય—સાદ સુણી સદા પાણીમાં ઝુલતાં ને સમાતાં (હતાં તે) ભલાં દેવી માતા આવ્યાં, (તે) દેવી વદે (કે) આ રૂપાની કુહાડી લે, બાળ કહે, માતા મારી (કુહાડી) એવી નથી

અર્થ—તેનો રડવાનો અવાજ સાંભળીને હંમેશાં પાણીમાં તરી શકનારા અને અંદર પણ રહી શકે એવાં અને સારાં દયાવળાં દેવીમા બહાર આવ્યાં ને તે બોલ્યા કે આ રૂપાની કુહાડી લે, ત્યારે છોકરો બોલ્યો કે, હે મા! મારી કુહાડી એવી નથી

૪

અન્વય—બીજી વાર સોનાની લાવી બતાવી ( તો ) એ બાળ માથું હલાવી કહે (કે) (એવી મારી) નહિ મને તો મારી સારી કુહાડી ગમે (છે). (તે હે) ભલાં માત પાણી માંહેથી કાઢી દો,

અર્થ—માતાએ ફરીવાર સોનાની કુહાડી લાવીને બતાવી, એટલે એ છોકરાએ માથું હલાવીને કહ્યું કે એ મારી નથી, મને મારી સારી કુહાડી ગમે છે, માટે હે દયાળુ મા! મને તે પાણીમાંથી કાઢી આપો

૫

અન્વય—દેવીએ કાઢી દીધી, (ને) બાળક સાથે બોલી (કે) તને સુખ, સંપત હોજો (ને તારાપર) જગનાથ મેહેર કરે

અર્થ—માતાએ તેની કુહાડી કાઢી આપી ને કહ્યું કે તને સુખ અને પૈસા ટકા ઘણા મળજો અને તારાપર પરમેશ્વર ઘણી દયા કરજો.

## પાઠ ૨૬ મો.

ભરપુર-ભરેલો. વાળો.
દેશાવર -પરદેશ
વેપારી-વેપાર કરનારા
ખૂબસુરત-રૂપાળો
બરદાસ ચાકરી
પૈસે ટકે-ધન દોલતે.
ખાલી-ઠાલો, વિનાનો
હાલત-સ્થિતિ.
બગડતી-ખરાબ થતી
માલુમ પડે-જણાય
ખૂટી-ઓછી થઇ
ઉમદા-ઘણોજ સારો
કપરા-આકરા, સખત
લાચાર-નિરાશ,નિરૂપાય
મુરાદ-હિંમત
ઠરાવ-નિશ્ચય
મુકામે-ઉતારે
હૈયું-મન
પંપાળતાં હાથ ફેરવતાં
પરદેશી-બીજા દેશનો
રહેનાર
ચાકરી-બરદાસ
પરવડે-પાલવે

## પાઠ ૨૭ મો.

ભરાવ-સારો ઘાટ બંધ
ફુલેલું દેખાવું તે
ખડખડાટ-અવાજ
પાતળા-દુબળા
વટાવી-ઓળંગી
સંકટ-દુઃખ
પારધી-શીકારી
ઝરા-વહેળો,ઝરણુ
પડછાયો-ઓળો
શોભે-સારૂં દેખાય
નારાજ-ગુસ્સે [લવા
બડબડવા-ગમે તેમ બો-
લજવ્યું-શરમાવ્યું
ફુટડા-રૂપાળા [લવું
લલકારવું-પડકારીને બો-
ચમકી-ચોંકી, ઝબકી
છલંગ-ફાળો
આધે વેઘળી
કેડો-પુઠ
પાધર-સપાટ જમીન
ઝાડી-જંગલ
ચોપાસ-ચારે તરફ
ફેલાએલી-વિખરાએલી
વળ્યું-ફાવ્યું
ઝાલ્યું-પકડયું
વખોડતું-નિંદતું
બચાવ્યું-ઉગાર્યું
મોહી પડી-પ્રેમ લાગ્યો
ફસાવી-સપડાવી
વખાણવી-તારીફ કરવી

## પાઠ ૨૮ મો.

નકલ-વેશ
શિઆળ-કોહલું
રંગરેજ-કપડા ને પાઘડી
રંગનાર
જરદી-પીળા રંગનુંપાણી
ધગધગતા-ઉનીઉની
વાઘ-ફાડી ખાનારપ્રાણી
શહેર-મોટું ગામ
ગભરાયુ-અકળાયું
પાસ-રંગ બેસવો તે,
અસર થવી
જંગલ-વન
ડરે-બીએ
ચાલવા-વરતવા
પ્રાણી-જનાવર
ગભરાશો-ડરશો
પ્રધાન-કારભારી
કોઢ-લોઢું ગાળવાનીભઠ્ઠી
ધગધગતા-ઘણાજ ઉના
બુરા-નઠારા
હાલ-ચલે

## પાઠ ૨૯ મો.

પિએર-સ્ત્રીના બાપનું
ઘર [જવલેજ
રડયું ખડયું-કોઇકજ,
ટાંકણે-વેળાએ [કરી
ચડભડી-ચઢીજઇ, ગુસ્સો
ભારેખમ-માનવાળાં
વરો-જમણવાર
નડવા-હેરાન કરવા

લેખવે–ગણે
મોંઘે ભાવે–વધારે કીમતે
ખપ–જરૂર, કામ
શેખી–પતરાજી
રંક–ગરીબ
ઉપયોગમાં–કામમાં
માન–આબરૂ

## પાઠ ૩૦ મો.

આપકર્મી–જાતે કમાઈને ખાનાર
બાપકર્મી–બાપનું આપેલું ખાનાર
ઓચીંતી–એકદમ, વગર જાણે
વરમાળ–લગનવખતે વરને પહેરાવવાની માળા
રાજપાટ–રાજાની ગાદી
તડંગધુમ–નોબતનો અવાજ
પ્રાર્થના–સ્તુતિ
પહેરામણી–પરણ્યા પછી વહુને ઘેરથી આવેલી ભેટ
તીર્થ-દેવની પવિત્ર જગા
સવારી–એક રાજાએ બીજા રાજાના રાજ ઉપર લશ્કર લઈ ચડાઈ કરવી તે
ભાભી–ભાઈની વહુ
વતન–પોતાનું ગામ
નોકરીમાં–ચાકરીમાં
તરાપ–છલંગ
ઠેકાવી–કુદાવી
ઉડાવી દીધું-કાપી નાંખ્યું
સેનાનો–લશ્કરનો
ઉપરી–સરદાર
સમ–વખત
હિંમત–હામ
લુણ–નીમક મીઠું અનાજ
ફતેહ–જીત
દેહરામાં–મંદિરમાં, દેવળમાં
ડંકા–નોબત
નિશાનો–ધજાઓ
તક–લાગ, દાવ
ઠેકડે–છલંગે
નાસ ભાગ–નાસાનાસ

## પાઠ ૩૧ મો.

બળદ–આખલો
તડુકતો–બુમ મારતો
ચટાકિ–ગરમસ્વભાવની
ખાબોચીઆમાં–પાણીના ખાડામાં
મમત–હઠ
આગળ–પહેલાં
ફુલાવ્યું–ઉપસાવ્યું
વેઠે છે–ખમે છે.
ગુસ્સે–ક્રોધે
ગજા–શક્તિ

## પાઠ ૩૨ મો.

સાહુકાર–શેઠ, પૈસાદાર
તળાવડી–નાનું તળાવ
બેદરકાર–ગરજ વગરનો
બોરીઆં–બટન
શિખામણ–બોધ
ખરડાએલે–બગડેલે
ભિખારી–કંગાલ, ગરીબ
લપસી–ખસી
ઉપકારનું–પાડનું
યાદ–સાંભરવું
ધુજતો–થરથરતો
ખાદી–ગજ પનાનું જાડું કાપડ
બફારાના–ગરમીના
મોડું–અસુર
રોગો–મંદવાડ

## પાઠ ૩૩ મો.

ભણેલા–શીખેલા
ગણેલા–વિચાર કરનાર
ખાતરી–સાબીતી
શેલા–પથરા

ખંતીલ—ઉમંગી
અંગુઠીઓ- ગની મોટી
આંગળીએ પહેરવાનું
રૂપાનું ઘરેણું
રાજમાર્ગ—મોટો રસ્તો
સ્ત્રી-બહારી [ઝરો
વહેળો—વહેતા પાણીનો
ઢુંકડુ—નજીક
ભાઇબંધ—દોસ્તી
જડતો—મળતો
વેપાર—રોજગાર, ધંધો
પાડોશમાં—પાસે, નજીક
ફાટ—ચીરો
જોડા—પગરખાં
જોટવાં—પગની આંગ-
ળીએ પહેરવાના રૂ-
પના કરડા
શરૂ—ચાલુ
ધોબી—કપડાં ધોનાર
છેક—બીલકુલ
વસ્યા—રહ્યા
પુષ્કળ—ઘણાં
પૈસા-દોલત, પુંજી

પાઠ ૩૪ મો.

મહિમા—મોટાઇ
જગપતિ—પરમેશ્વર
તરૂપાન—ઝાડપાન
શીતળ—ઠંડો, ટાઢો
સરજનહાર-પેદા કરનાર
સરિતા—નદી
નવરંગી—ભાતભાતનાં
ઘાટ—ઓવારો, આગ
ચાવણું—ખાવાનું
જગમાં—દુનિયામાં
સરજાવ્યા—પેદા કર્યાં
સંસાર-દુનિયા
ખીલતાં—ફુલતાં
ગાન—ગીત, ગાયન
શોભતા—સારાં દેખાતાં
કરાડ—ભેખડ, નદીના
કિનારાનો જે ભાગ
ઘણો ઉંચો ને સીધો
આવેલો હોય તે

સિંધુ—દરિયો, સમુદ્ર
રચના—બનાવટ
રળિઆમણી—શોભીતી
નગર—શહેર
વાટ—રસ્તો
શિઆળો—ટાઢની મોસમ
ઠંડક—ટાઢક [સમમાં
ઉનાળામાં—ગરમીની મો-
નિર્ધાર—નક્કી [ઋતુમાં
ચોમાસામાં—વરસાદની
ઝુલતાં—ઝટકતાં
મધુર—મીઠા
નાદ—શબ્દ, અવાજ
સૂર—અજવાળીયું
કળ—પ્રકાશ
વદમાં—અંધારીઆમાં
દીસે—દેખાય
મેદાન—સપાટ જમીન
જળ—પાણી
આંખડી—આંખ
કળા—લીલા
કળીનય—સમજાય
સરજી—બનાવી

## કવિતાની સમજુતી. (૧)

અન્વય—જગપતિએ જગમાં અપાર રૂડી રચના રચી (છે તે) સંસાર (માં) નાનાં મોટાં પ્રાણીએ સરજાવ્યાં.

**અર્થ**—પરમેશ્વરે દુનિયામાં ઘણીજ સારી બનાવટ કરી છે, ને નાનાં મોટાં બધાં પ્રાણીઓ તેણે બનાવ્યાં છે.

(૨)

**અન્વય**—નવરંગી ખીલતાં ફુલ, ગાન ગાતા પંખી, સુંદર રંગે શોભતાં, રૂપાન અને પાંખ.

**અર્થ**—જુદી જુદી જાતનાં ફુલતાં ફુલ, ગાયન ગાતાં પંખીઓ, ઝાડનાં પાન અને જુદી જુદી જાતનાં પંખીઓની પાંખો મજાના રંગ વડે શોભે છે

(૩)

**અન્વય**—મોટા પહાડ, કરાડ સિંધુ, સરિતા ધાટ, નગરને વનવાટ આ રળિઆમણી રચના કરી (છે)

**અર્થ**—મોટા પર્વતો, ભેખડે, સમુદ્ર, નદીઓ, ઓવારા, શહેરો અને જંગલોના રસ્તાની આવી શોભીતી બનાવટ પરમેશ્વરે કરી છે

(૪)

**અન્વય**—શિઆળે શીતળ પવન ઠંડક સાર આપે. ઉનાળામાં સૂર્યના તાપ નીરધાર તપે (છે)

**અર્થ**—ટાઢની મોસમમાં ટાઢો વા સારી રીતે ઠંડક આપે છે, ગરમીના મોસમમાં સૂર્યનો તાપ નક્કી ઘણોજ તપે છે

(૫)

**અન્વય** ચોમાસાના દિવસમાં વરસાદ વરસે છે, ઝાડે ઝુલતાં ફળ જો (અને) મોરના મધુર ન [illegible]

**અર્થ**—વરસાદના દિવસોમાં વરસાદ [illegible] પર ફળો લટકતાં દેખાય છે અને મોરના મીઠા [illegible] છે

(૬)

**અન્વય**—ચંદ્ર તણી કળા સુદમાં આનંદ આપે છે, (ને) વદમાં તારા તેજનો રૂડો રંગ દીસે (છે)

**અર્થ**—અજવાળીઆમાં ચંદ્રનું અજવાળું મજા આપે છે અને અંધારીઆમાં તારાના તેજનો રંગ શોભીતો દેખાય છે

(૭)

**અન્વય**—રમત ગમતને કારણે મોટાં મેદાન છે વળી જળ મહીં વેલાં ને પાન કેવાં તરતાં (દેખાય છે)

**અર્થ**—રમત કરવાને માટે મોટી સપાટ જગ્યાઓ છે અને પાણીના તળાવોની અંદર વેલાઓ અને તેમાં પાંદડાં કેવાં તરતાં દેખાય છે

(૮)

**અન્વય**—(હે) ભગવાન ! (તેં) જોવા આંખડી આપી સાંભળવાને કાન (આપ્યા અને) બોલવા જીભ બનાવી, (એ) ભલું કર્યું

**અર્થ**—હે પ્રભુ ! તેં જોવાને આંખ આપી, સાંભળવાને કાન આપ્યા, અને બોલવાને જીભ આપી એ સારૂં કર્યું છે

(૯)

**અન્વય**—દાંત સાથ ચાવણું દઈ બહુ ઉપકાર કીધો (હે) સરજનહાર (તેં) કળા સરજી (તે) કળા જાય નહિ

**અર્થ**—દાંત અને વળી ખાવાનું આપી બહુ ગુણ કીધો છે, હે મારા પેદા કરનાર પરમેશ્વર તેં જે જુકિત કરી છે તે સમજી શકાય તેમ નથી

---

| પાઠ ૩૫ મો. | છજેલ–પથરાએલી | એશ–મઝાનું, સુંદર |
|---|---|---|
| વસંત–પાનખર | તંબુ–કપડાનું ઘર | ઘોળીને–પાણીમાં ઓ-ગાળીને |
| ઋતુ–મોસમ | ધજા–નિશાન | |
| વિશાળ–મોટા | વાવટા–તોરણ, નિશાન | બાગ–ફુલવાડી,બગીચો |
| પલ્લવ–પાંદડાં | પૃથ્વી–જમીન | ગુંજાર–ગું ગું |
| સ્હોય–સારાં દેખાય | કલ્લોલ–આનંદના પોકાર | મોર–આંબાનાં ફુલ |
| વનસ્પતિ–ઝાડપાન | તીતર–એક જાતનું પક્ષી | ચાંદની–અજવાળી રાત્રી |

---

## કવિતાની સમજુતી. (૧)

**અન્વય**—વિશાળ વડપર છજેલ વેલ, જાણે તંબુ તાણેલ તે. (અને) કેળ, નાળિએરી ને તાડ, એ ઝાડ ધજા વાવટા રૂપ (છે)

**અર્થ**—મોટા વડના ઝાડપર પથરાએલી વેલ તે જાણે મોટો તંબુ ઉભો કર્યો હોય એવું દેખાય છે, અને કેળ, નાળિએરી અને તાડનાં ઝાડ એ ધજા અને નિશાન રૂપ હોય એમ દેખાય છે

(૨)

**અન્વય**—પીળાં પાકાં પાન હોય (તે) ખરી પૃથ્વી પડે (ને) વનસ્પતી શરીરે નવાં પલ્લવ ધરી સ્હોય

**અર્થ**—ઝાડનાં પીળાં ને પાકાં પાન હોય તે ખરીને જમીન ઉપર પડે અને તમામ ઝાડોની ડાળીઓને નવાં પાંદડાં આવે છે, તેથી શોભે છે

૩)

**અન્વય**—કોયલ મીઠા બોલ બોલે, મેના પોપટ કલોલ કરે, તીતર, કબુતર (વીગેરે) વિશેષ પંખી રાગ ગાય ને બેશ નાચે

**અર્થ**—કોયલ મધુર શબ્દ બોલે, મેના પોપટ ખુશીના પોકાર કરે, તીતર, કબુતર અને બીજા ઘણાં પક્ષીઓ સુંદર રાગ ગાય ને સારો નાચ કરે

(૪)

**અન્વય**—લોક કેસુડો રંગ ઘોળીને હોળી ખેલે, બાગમાં ફુવારા ઉડે, (અને) ચૌટા (ને) ચોક છટે

**અર્થ**—લોક કેસુડાના ફુલનો રંગ પાણીમાં ઓગાળીને તેના વડે હોળીમાં રમે, બજાર અને ચોકમાં રંગ છાટે છે અને બાગમાં ફુવારા ઉડે છે

(૫)

**અન્વય**--ભમરાઓ ગુંજાર કરતા, ઝાડ પર અપાર નવરંગ (અને) આંબા ઉપર મોર શોભે (અને) ચાંદની ચારેકોર ખીલી (રહી છે)

**અર્થ**—ભમરાઓ ગુંજાર કરતા. ઝાડોપર અપાર જુદીજુદી જાતના ઘણા રંગ ખીલી રહ્યા છે, આંબા ઉપર તેને મોર શોભે છે, અને ઘણી મજા આપે એવી અજવાળી રાત્રી ચારે તરફ ખીલી રહી છે

(૬)

**અન્વય**—જન સ્વાદે શીખંડ ખાય (અને) શીતળ નીર પીએ (છે) પશ્ચિમ દક્ષિણ પવનથી શરીર સુખીઉં થાય (છે)

**અર્થ**—માણસો લહેજતથી શીખંડ ખાય અને લોકો ટાઢું પાણી પીએ છે, પશ્ચિમ અને દક્ષિણ દિશામાંથી પવન વાય છે તેથી શરીર સુખી બને છે

---

# ગુજરાતી બીજી ચોપડીના અર્થ.

## ભાગ ૨ જો.

### પાઠ ૩૬ મો.

ટેકરા—ઉંચી જમીન
દિશા—બાજુ
પશ્ચિમ—આથમણી
ઉગમણી—પુર્વ
કસરતશાળા—કસરત કરવાની જગા
ઓળો—પડછાયો
ઉત્તર—પુર્વ તરફ મોં કરી ઉભા રહેતાં ડાબા હાથ તરફની બાજુ
પુર્વ—ઉગમણી
આથમણી—પશ્ચિમ
દક્ષિણ—પુર્વ તરફ મોં કરી ઉભા રહેતા જમણા હાથ તરફની દિશા
સામે—સામી બાજુએ
હાર—લાઇન ઓળ
પડછાયો—ઓળો
છેક જ—બીલકુલ, તદ્દન
હરકોઈ—કોઈ પણ
કઠણ—અઘરી
દીઠામાં—જોવામાં
પીઠ—વાંસો

### પાઠ ૩૭ મો.

નકશો—ગામ કે દેશનો નમુનો
લંબાઇ—લાંબી બાજુ
માસ્તર—મહેતાજી
સ્લેટ—પત્થર પાટી
પહોળાઇ—પોહોળું
ફુટપટી—ભરીને લંબાઇ માપવાનું ઓજાર
ગેલેરી—પાયરી, પગથી
બેસતા વરસ—નવા વરસ
માથીઓ—ચુના કે ચોખાના લોટથી ચીતરેલા ચિત્ર, ચોક
માપ—ભરત
મથાળે—ઉપર
માય—સમાય
રસ્તો—ઉપાય, ઇલાજ
ઇંચ—ફુટનો બારમો ભાગ, પૈસા જેટલી લંબાઇના જગા તે ઇંચ લાંબી કહેવાય
ભુસી—બગાડી
મધ્યમાં—વચ્ચમાં
થોર—એક જાતના કાંટાવાળાં ઝાડવાં [ભીંતો
કરા—ઘરની બે બાજુની
ખાલી—ખુલ્લી
બેઠકો—બેસવાની જગા
ટેબલો—મેજ

### પાઠ ૩૮ મો.

નિશાન—એંધાણી
ગોચર—ઢોરોને ચરવાની છુટી જગા
આગગાડી—વરાળથી ચાલનારી ગાડી
સ્ટેશન—આગગાડીને ઉભી રહેવાની જગા
આણી—લાગો
ડગલાં—પગલાં
ચીતરવી—દોરવી [ઝરો
નદી—વહેતાં પાણીનો
મથક—ઠેકાણું

### પાઠ ૩૯ મો.

પોપડા—પડ, બીડ

બાહું—નદીના તળીઆમાં કાંપ ઠરેલી જગા
આંબાવાડી—આંબાના ઝાડોવાળી જગા
ડાંગર—જેમાંથી ચોખા નીકળે તે
નિચાણુ—ઢળતી જગા
ક્યારડા-ડાંગર પકવવાનાં ખેતર
વર્ગ—કલાસ
વગડામાં—જંગલમાં
ઘાસ—ચારો
વળ્યા—ફર્યા
પેલીમેર—બીજી બાજુ
વહેળો—નાની નદી
ઢાળ—ઢોળાવ
દેખાવ—દેખાતો આકાર
દહેરૂં—શીવનું મંદિર
ધજા—નિશાન
ટાઢો—ઠંડો, શીતળ
મઝા—ગમત
કાંઠા—કિનારા
ચાલાક-હોશિયાર [ગા
વહેણુ-વહેતાપાણીનીજગા
પાર—બાજુ
સુગમ—સહેલું
મસ—વધારે

## પાઠ ૪૦ મો.

અધિકારીઓ—કારભારીઓ
હવાલદાર—ગામપર દેખરેખ રાખનાર
સરકારી—રાજાની માલકીનું
વારાવાળા—વારા પ્રમાણે કામ કરનાર
રાવણીઓ-ગામનો નોકર
હુંડી-બીજે ગામથી પૈસા મળવાનો કાગળ
બંદોબસ્ત—ગોઠવણુ
મામલતદાર—વહીવટદાર
ટપાલી—કાસદ, કાગળ વહેંચનાર [પનાર
દાકતર-અંગ્રેજી દવા આ-
મોસાળ—માનું ૧પઅર
ચોરામાં—ગામના અધિકારીને બેસવાની જગામાં [રી
મુખી—પટેલ,ગામનોઉપ-
હુકમ—ફરમાન [તાના
ભરણાના—વેરાના, હપ-
તલાટી—ગામની વસુલાત ઉઘરાવનાર
તપાસે—જુએ
દવા—ઓસડ

# ગુજરાતી બીજી ચોપડીના અર્થ.

---

## ભાગ ૩ જો.

## પાઠ ૪૧ મો.

સવાર—પ્રભાત
સોનેરી-સોનાના રંગનો
વનસ્પતિ—ઝાડપાનો
અંગારા—સળગતા કોલસા, લાળા
ઘોંઘાટ—ગરબડાટ
આકાશ—ગગન
પથરાઈ—ફેલાઇ

ફેરો—ધારો, ધાર
ધગધગતા—ગરમાગરમ
ધંધે—કામે
વળગે—લાગે
ખેડુત—ખેતીકરનાર
હળ—નાંગર જમીન ખેડવાનું
દુકાન—હાટ
કલોલ—આનંદ
ખીલતી—ફુલતી
લહેર—લહેક
જન—માણસ
નરમ પડે—ઓછો થાય
આખરે—છેવટે
ચોતરફ—ચારે બાજુ

## પાઠ ૪૨ મો.

લક્ષ્મણ—છોકરાનું નામ
સ્ટેશન—આગગાડીને ઉભા રહેવાનું ઠેકાણું
તોફાન—ઘણાજોરથી પવન વાય તે
ટિકિટ—આગગાડીમાં બેસવાની પાસ
ભરવાડ—ઘેટાં ચરાવનાર
ઝપાટો—સપાટો
અકળામણ—ગભરામણ
ફુંકાય—વાય
ફેર—તફાવત
મુંગળાય—અકળાય
પ્રાણી—જીવ
ઉઢલી—ગબડી
બચત—ઉગરત
ઘસડી—તાણી
વાસ—ગંધ, સોરમ
છેક—તદન

## પાઠ ૪૩ મો.

ચાક—ખડી, સફેતો
ખડીઓ—શાહી ભરવાનું વાસણ
ગાંગડો—કાંકરો. ખડો
હકીકત—વિગત, વાત
સેકાઉં—ભુંજાઉં, બળું
જંતુ—જીવડા
કહાણી—વાત
નિર્દય—દયા વગરનો
ચાંચવું—જમીન ખોદવાનું હથીઆર
મૂલ—કિંમત
ઓછું—થોડું
સહેલાઈ—મહેનત વગર
ચુરો—ભુકો
કુંભાવી—બુરાડી
કણ—રજકણ
પીગળતો—ઓગળતો
ઝાંખો—મેલો
કોલ—રેતી ને ચુનો ભેગા કરી ચકીમા પીસે તે
બારીક—ઝીણાં
વેહ—કાણાં
છિદ્રો—કાણાં
થર—પડ
પાવડા—માટી ભરી લેવાનું ઓજાર

## પાઠ ૪૪ મો.

કસારા—તાંબા પિતળના વાસણ બનાવનાર
કથરોટ—મોટી થાળી, તાસ
નાળચાં—ગળણી
પુષ્કળ—વધારે
ચંબુ—શિરોહી
તાંબાકુંડી તાંબાનું પહોળામોંનુ વાસણ
ટંકશાળ—નાણું બનાવવાની જગા
નોકર—ચાકર
અવાજ—સાદ, નાદ
હથોડા—લોઢાની મોગરી
ટીપે—કુટે
ભેળ—ભેગ
ગાળીને—રસકરીને
ઝાંખાં—ચળકાટ વગરના
માંજીએ—ઘસીએ
કલાઈ—એક જાતની ધાતુ
જડે છે—મળે છે
સિક્કા—નાણું
સરકાર—રાજા

## પાઠ ૪૫ મો.

ચળકાટ—ઝગઝગાટ
અજાગરાં—અરડવાં, નરમાદાના ચાપડા.
શિરોઇ—ચંબુ
ઇનામ—બક્ષિસ
વર્ગ—કલાસ
દરેક—એક એક
છેલ્લો—પછવાડે
મેળવણી—ભેગ
તપાવે—ગરમ કરે
પીગળી—ઓગળી
વપરાય—કામમાં આવે
ઝાંખો—મેલો
ચીજ—વસ્તુ
કટાય—કસાય
સરતું—સીધું

## પાઠ ૪૬ મો.

કુમળું—નરમ,કુળું
ખુજળી—ખરજ,ખસ
પાણીવાટ—પાણી જવાનો રસ્તો
સુપડાં—અનાજ ઝાટકવાનું ઓજાર
ઝીંઝવો—એકજાતનુંઘાસ
ધુપેલ—માથામાં નાંખવાનું તેલ
સુંવાળી—નરમ
અત્તર—સુગંધી તેલ
ચરાઉ—ચરનારાં
ઉપલાણે—ઉપરની બાજુ
તમાકુ—એક જાતનું ઘાસ બીડી, ને હુકામાં પીએ છે તે [ગા
ચરો—ઘાસ ઉગવાની જ-
છાવામાં—ઢાંકવામાં
તદન—બીલકુલ
દાભ—દરભ
પુળીઓ—જુડીઓ
ગંજી—ઢગલો
પાળેથી—કિનારેથી
ગડીઓ—ગાંઠો
સુગંધ—સારી વાસ
જડ—મૂળ [કુમતાં
ચમરી—છોડની ઉપરના
પડા—જુડા
કુટીને—ચરીને [દોરી
મુંજ—સરકટના પાંદડાની

## પાઠ ૪૭ મો.

સળંગ—આખુ ને આખુ
સેંકડો—ઘણા સો
રાતડીઓ—રાતી જુવાર
મહીકાંઠા—મહી નદીની આસપાસનો દેશ
ગુચ્છો—જથો
ઢેબરાં—મીઠું મરચું નાંખી કરેલા રોટલા
મેળે—જાતે
વાવવાં—રોપવાં
પરાળ—ડાંગરનું ઘાસ
બાઝેલી—વળગેલી
પેર—કાતળી
પેઠે—રીતે
ભીલ—પહાડમાં રહેનાર
નાગલી—બાવટો
સામો—એક જાતનાં ઘાસનુ બી
થેક—ચીઢા કે ડુંગળાના મૂળની ગાંઠો
બીડ—ઘાસની જમીન
છડીને—ખાંડીને, છોતરાં કાઢીને
ખસલી—સુકું ઘાસ
કડબ—જુવારનું ઘાસ

## પાઠ ૪૮ મો.

સખત—ઘણી અઘરી, કઠણ
હળપુણી—જમીન ખેડવાના ઓજારમાં લોઢાની કોશ આવે છે તે
લઠ્ઠ—જોરાવર
એક સામટું સાથે લાગું
ધુસરી—બળદની કાંધ ઉપર રહેનારૂં લાકડું, જુસરી
સંતોષ—શાંતિ

